શ્રી

# જ્ઞાનોદય કવિતાઓ.

તથા

## અભણ સભણ સંવાદ.

બનાવનાર

મણીલાલ મગનલાલ રાવળ

રહેવાસી નારદીપૂર.

તે

મુંબઈ બેટ ધી ડુંગરી બજારની વિદ્યા પ્રકાશોત્તેજક
રજીષ્ટર થએલી સ્કૂલના પેહેલા આસિસ્ટંટ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. નથુભાઇ દેવકરણ. સોથીકા.

શા. ચુનીલાલ હઠસીંગ. પેથાપૂર.

પારી. વાડીલાલ પ્રેમ. પાલનપૂર.

પુનમચંદ કરમચંદ. પાટણ.

સંવત ૧૯૪૩

મુંબઇ "ગુજરાત પ્રીંટીંગ પ્રેસ."

(કિમત ૩૦) =

સામટી લેનારને કમીશન મળશે.

શ્રી

# જ્ઞાનોદય કવિતાઓ.

તથા

## અભણ સભણ સંવાદ.

બનારનાર

મણીલાલ મગનલાલ રાવળ

રહેવાસી નારદીપૂર.

તે

મુંબઇ બેટ ધી ડુંગરી બજારની વિદ્યા પ્રકાશોત્તેજક
રજીષ્ટર થએલી સ્કૂલના પેહેલા આસિસ્ટંટ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. નથુભાઇ દેવકરણ. લોધીકા.

શા. ચુનીલાલ હઠસીંગ. પેથાપૂર.

પારી. વાડીલાલ ઝુમ. પાલનપૂર.

પુનમચંદ કરમચંદ. પાટણ.

સંવત ૧૯૪૩

મુંબઇ "ગુજરાત પ્રીંટીંગ પ્રેસ."

(કિંમત ૩૦) =

સામટી લેનારને કમીશન મળશે.

# પ્રસ્તાવના.

સરવે સુજ્ઞ સાહેબોને વિનય પૂર્વક વિનતિ કરવામાં આવે છે કે જેમ આપસાહેબો માળાનો મણકો ધ્યાન દઈને ફેરવો છો તે-વીજ રીતે આ લઘુ પૂસ્તકનું દરેક પાનું ધ્યાન દઈને ફેરવો અને વાંચો તથા બાળકોના સુબોધાર્થે વંચાવી જોઈ જ્ઞાનમાં વધારો કરો.

આ પૂસ્તક મેં મારી અલ્પમતિથી પ્રગટ કરેલુ છે તેમાં પ્રભુ પ્રાર્થનાઓ તથા અભણ સભણ સંવાદ તથા બીજી કેળવણી લા-યક કવિતાઓ મજકૂર સ્કૂલ ધી ડુંગરી બજારની વાર્ષિક પરિક્ષાના ઈનામ વેચવાના દિવસે ઘણા સદ્‌ગૃહસ્થો તસ્દી લઈ પધારેલા હતા તેમાં મુબાઈ બેટની સ. ગુ. સ્કૂલ નામે ડે. એ. ઈ. સાહેબ છગનલાલ ભાઈ હરીલાલભાઈ તથા રા. રા. ઈચ્છાગામ હરગોવીંદ એઓ સા-હેબ પણ બિરાજેલા હતા તેમાં મજકુર સ્કૂલના વિદ્યાર્થીઓએ આ સઘળી કવિતાઓ સરવે બીરાજેલા સાહેબોને શ્રવણ કરાવી હતી તેમાં સારી લાયકી જણાયાથી આ પુસ્તક છપાવી બાહાર પાડેલુ છે કારણકે તેથી સરવે બાળકોને જ્ઞાનનો લાભ થઈ કેળવણીમાં વધારો થશે.

આશા છે કે આ જુજ કીંમતની ચોપડીથી અમુલ્ય લાભ થ-વાની ખાત્રીથી સરવે સાહેબો ગ્રહણ કરશો એજ અરજ

લો. મ. મ. નારદીપુર.

# અર્પણપત્રિકા.



## પ્રાણ પ્રિય ભાઇ મણીલાલ રામશંકર. નારદીપુર.

તથા

## પ્રીય સ્નેહી ભાઇ ખુશાલદાસ પરંસોતમદાસ.

પાલનપુર.

આપ સુજ્ઞ સાહેબોને વિનંતી પૂર્વક સલામ સાથે અરજ ગુજારૂં છું કે મારા ઉપર ઉપકાર કરી આપ સાહેબો વખતે વખત મને આશરો આપોછો તેના આભારાર્થે આ લઘુ પુસ્તક હું આપને અર્પણ કરૂં છું તે સ્વીકારશોજી. આશાછે કે આવીજ રીતે "મિત્ર ચોવીશી" નામની ચોપડી કે જેમાં ચાર જાતના મિત્ર વિષે કવિતા રૂપે ચોવીશ વાતો વર્ણવી છે તેમાં પણ આશરો આપશો એજ અરજ વીદીત થશે. તા. ૫-૧૨-૮૬

લા. સેવક

મણીલાલ મગનલાલ રાવળ નારદીપુર.

પૃષ્ઠ

# પ્રભુ પ્રાર્થનાઓ.

## ૧

### અભાગણીના સુત આવ અહ્યા ઘૂર–એ રાગ

પ્રેમે કરીએ પ્રણામ પ્રભુજી પ્રેમે કરીએ પ્રણામ. ટેક.
દુઃખના હરતા સુખના કરતા. (બે વાર)
વંછીત પૂરણ સ્વામ. પ્રભુજી પ્રેમે કરીએ પ્રણામ. ૧
તુજ ચરણનું પુજન કરતાં; ,,
પામીએ સુખ તમામ- પ્રભુજી પ્રેમે કરીએ પ્રણામ. ૨
મેહેર નજરથી નિશદિન કરજો, ,,
સુખ સંપદ વીશ્રામ- પ્રભુજી પ્રેમે કરીએ પ્રણામ. ૩
જ્ઞાન અભ્યાસમાં વૃદ્ધિ કરજો, ,,
વંછીત પૂરજો કામ- પ્રભુજી પ્રેમે કરીએ પ્રણામ. ૪
મણીલાલના મન પ્રભુ વસીયા, ,,
દાસ જપે તુજ નામ- પ્રભુજી પ્રેમે કરીએ પ્રણામ. ૫

---

## ૨

### મંદ વાયુનો લેહેરો આવે. એ રાગ.

તુજ કુદરત કીરત ન્યારી,
કીરત ન્યારી કીરત ન્યારી. તુજ કુદરત કીરત ન્યારી. ટેક

આ અવની મની રંગ બે રંગી,
વન જંગલ વીસ્તારી. તુજ કુદરત કીરત ન્યારી ૧
પાહાડ અને પરવત સરીતાઓ,
રણ ભૂમી ભયંકારી; તુજ કુદરત કીરત ન્યારી. ૨
ઝાડ પાન ફળ ફૂલ હું જોઊં,
અદભૂત શક્તિ અપારી; તુજ કુદરત કીરત ન્યારી. ૩
આકાશે જો નજર કરું તો,
ચંદ્ર સૂરજ તેજદારી; તુજ કુદરત કીરત ન્યારી. ૪
તે સરવે અમ કારણ માટે,
કીધાં તેં કીરતારી; તુજ કુદરત કીરત ન્યારી. ૫
પંશું પંખી માણસ પ્રાણી,
સરવે તુજ આધારી; તુજ કુદરત કીરત ન્યારી. ૬
મણીલાલ સેવકને જલદી,
લેજો આપ ઉગારી; તુજ કુદરત કીરત ન્યારી. ૭

---

## ૩

### રાગ. કલ્યાણ.

હે જગતપતિ પ્રભુ આપ સન્મતિ,
અતિ ગતિ તમારી છે આ વિશ્વની કૃતિ. ટેક.
જ્યાં જોઊં ત્યાં તારી યુકિત સારી યુક્તિ અપાર,
ભક્તિ કરવા શક્તિ આપો મુજને સાંજ સવાર. હે જગતપતી. ૧
અવિચળનામી અંતર જામી ખામી નહીં તુજમાં;
કળાને કૌશલ્ય સારાં આપો મુજમાં. હે જગતપતિ. ૨

તું જગ ત્રાતા વિશ્વ વિખ્યાતા જ્ઞાતા છે પણ તું,
શાતા દાતા આપો મુજને નમન કરૂં છું હું. હે જગત્પતિ. ૩
દુ:ખ સૌ જાશે સુખ બહુ થાશે ફિકર નહીં લેશાં,
મણીલાલ સેવક પર રાખો તુમ કર હમેશાં.
હે જગત્પતિ પ્રભુ આપ સન્મતિ,
અતિ ગતિ તમારી છે આ વિશ્વની કૃતિ. ૪

શ્રી પ્રભુ પ્રાર્થનાઓ સમાપ્ત.



## અભણ સભણ સંવાદ.

### રાગ.

### અરે બાવા તું લે ભીક્ષા, લઇને માર્ગે તારે તું જા.

સભણ—અરે ઐદી અભાગી તું, ધરી લે કાનથી આ કહ્યું;
અભણ તુતો રહ્યો ઠાલો, ગયો એળે આ જન્મારો.
અભણ—અટ્યા એવું શું બોલે છે, મને તું તો શું સમજે છે;
ગયો એળે જનમ તારો, રમ્યો નહીં તું તો જુગારો.
સભણ—કરે શું એવડો ગુસ્સો, અહોહો ખુબ છે જુસ્સો;
વિદ્યા વિણ એતો નવ શોભે, ચડયો કયાં એવડા મોભે.
અભણ—તસ્કર તંતર જુગારી, એ વિદ્યા ત્રણ છે મારી;
વળી પીઉ હુંતો દારૂ, નકી છે કામ એ મારૂં.
સભણ—ફીટ ફીટ ફીટ છે તુજને, કરો નહીં દેવ એવામુજને;
રહે જેથી જગત ફિરતી, ભણું ભાવે કરો એ ગતિ.

અભણ—ભણે તે ભીખતો માગે, લખે તેને લેખણ વાગે;
રમે તે રોટલા ખાએ, જુગારીના સૌ જશ ગાએ.
સભણ—કરો શું કામ ખાવાને, કયો હુંનર કમાવાને;
બતાવો પાસ છે તારી, અરે દુષ્ટા તું જુગારી.
અભણ—કરૂં ચોરી ઉદર ભરવા, રમું જુગાર અધિક કરવા;
હુંનર એછે કેવો સારો, વખાણે જગ જશ મારો.
સભણ—નહીં હોય ઘરમાં જયારે, રમે શાથી તું જુગારે;
કરો પરઘેર ચોરી જઈ, પડો કેદખાનમાં પકડઈ,
અભણ—ઘણું સારૂં તે લાગે કામ, વાધે જગમાં મુજ નામ;
ફોકટનું ખાવા પીવા મળે, પછી રળવા જવું ન પડે.
સભણ—ડુબાવીશ નામ બાપ ને મા, અરે લુચ્ચા એવો નાહો થા;
પણશે કેમ એવી રીતે, પ્રિતેથી સુણ એક ચિતે.
અભણ—ડુબશે નામ તો શું થયું, તેમાં તારૂં મારૂં શું ગયું;
ફીકર એવી એની જો કરૂં, ઝુરી ઝુરી હું નિશ્ચે મરૂં.
સભણ—ઉછેર્યો તુજને શાથી, બચાવ્યો દુ:ખ પીડાથી;
સરવ વસ્તુ પૂરી પાડી, હવે શું થાય અન્યાડી.
અભણ—એમાં શી તે નવાઇ કરી, કરે શું વાત બડી તું બડી;
ઉછેરે નહીં તો શું કરે, દેખાયછે ગાંડો તું તો ખરે.
સભણ— થયું ભાઇ થયું ઝાઝુ, સુણીને થયું મગજ તાજું;
ધીક ધીક લોક કહેશે તને, સંભારીશ ભાઇ પછી તું મને.
અભણ—પૂછને પૂછ આ જનમાં, વખાણો કોને ભાઈ મનમાં;
દીલથી સાચે સાચું કહો, સીપારસ કોઈની ન લહો.
( સભાસદ બોલ્યા કે સભણ સભણ સભણ )
સભણ—શું કહેછે આ સાહેબો, બેશને બેશ તું હેઠો;
હવે જોને તું વિચારી, વધે કેમ આબરૂ તારી.

આ સાંભળી અભણ લજવાઇને નીચે મુજબ બોલ્યો.

## અભણ વિલાપ કરી માફ માગેછે.

રાગ

### ચંદ્ર મુખીને એકલી છોડીને હું આવ્યો અહીં.

કર માફ ભાઇ આ હવે, ગુનો કીધો ઘણોજ મેં;
સામારા ભાઇ તું જને, આ બોધ આપ્યો મુજને.

ધિક્કાર આ જીન્દું હવે
ધિક્કાર માત તાતને.
ધિક્કાર મારા દોસ્તને
ધિક્કાર બેન ભ્રાતને
ધિક્કાર મારા કુળને
મુજ કામને ધિક્કારછે
ધિક્કારછે આ દેશને
આ વેશને ધિક્કારછે
ન કોઈએ ઉગાર્યો શુધ
બુધ આપી મુજને
અભણ અભાગી હું રહયો
શામારા ભાઇ તુજને
ઉમર આવડી થઇ
રહયો મૂરખ હું સહી
જુગાર દારૂ ચોરીને
કપટ મૂક્યું મેં નહીં
અરે અકરમી હું રહયો

થયો ગુમાર હું ઘણો
વિચારીને ન ચાલીયો
લગાર પણ નવ ભણ્યો
સાબાશ સદ્દગુણી તને
આ બોધ આપ્યો મુજને
સલામ સાત સાતછે
અરે સભાગી તુજને
અરે પ્રભુ આ જગતમાં
આ જન જેવા લાડકા
હજો અપાર ઠામ ઠામ
મરજો હું જેવા બાળકા

———:0:———

## અભણને આ બોધ લાગેલો જોઇને સરવ બાળકો સભણને સાબાશી આપેછે.

રાગ.

### હે જન પાળક ટાળક દુઃખનો કુલ પૃથ્વીમાં તું એકલો.

ધન ધન બાળક તારી બુધને માન્ય કરીને સ્વીકારી
દીસોછોજી નાના બાળ
પણ દીલે દીસો દયાળ
તે સાથે છોજી કૃપાળ
માન્ય કરીને સ્વીકારી. ધન ધન બાળક. ટેક.

અમ હીત કારક જે બુદ્ધિ
શુદ્ધિ દેખાડી સારી
તીમીર સરવે પામી નાશ
થયો હ્રદય અમ જ્ઞાન પ્રકાશ
એ સરવે છે તમ ઉલ્લાસ
માન્ય કરીને સ્વીકારી. ધન ધન બાળક. ૧
ધરશું વિદ્યા તાજી તીખી
શીખી શીખી શુભકારી.
કરશું નિત્યે સારાં કામ
વાધે જેથી જગમાં નામ
પણ કરીએ તમને સલામ
માન્ય કરીને સ્વીકારી. ધન ધન બાળક. ૨
હે પ્રભુ તું આવા જનનો
દિન દિન થાજે દાતારી
નિર્મળ બુદ્ધિ સદગુણસાર
કપટ ઝપટ નવ દીસે લગાર
સદા ચરણ તે છે નિરધાર
માન્ય કરીને સ્વીકારી. ધન ધન બાળક. ૩
આયુષ્ય વધો આવા જનનું
જશ પામો જગ જય કારી
વિદ્યામાં છે ખુશી જે
કષ્ટ પડો નહીં જનને તે
મણીલાલ આશીશ એ દે
માન્ય કરીને સ્વીકારી. ધન ધન બાળક. ૪

બનાવનાર કહે છે. રાગ ભુજંગી.

અરે મેહેરબાનો દીલે ખૂબ જાણો,
મતિ અલ્પ મારી કવિ હું તે શાનો;
અજ્ઞાની અતિશે દિલે અધિકારી,
નથી કાંઇ કેળવણી પાસ મારી. ૧
ગણાવા કવિમેં નથી કામ કીધું.
બનાવા કવિતા નથી જ્ઞાન લીધું.
થવા બોધ દૃષ્ટો અને જે જુગારી.
નથી કાંઈ કેળવણી પાસ મારી. ૨
ભુલ્યો હોઊં હુંતો ક્ષમા માગું માટે,
દિલેથી કરો માફ સાહેબ હાથે;
મણીલાલ સેવક કહે નીરધારી,
નથી કાંઇ કેળવણી પાસ મારી. ૩

અભણ સભણ સંવાદ સમાપ્ત.



# જ્ઞાનોદય કવિતાઓ

## ૧

## બાળકને નિશાળે મોકલવા વિષે.

રાગ

મંદ વાયુની લેહેરો આવે.

મૂકો મૂકો બાળ નિશાળે મૂકો મૂકો બાળ નિશાળે
નિશાળે મૂકો મૂકો બાળ નિશાળે. ટેક

બાળક ઘરમાં માત પીતાને
ઘડીએ ઘડીએ રંજાડે. મૂકો મૂકો. ૧
મેલાં ઘેલાં રોજ ફરે તે
મળ મૂતર ચુંથે ખાળે મૂકો મૂકો. ૨
નહીં મળે તે વસ્તુ માગે
રઢ લઈ પછી અંગ ઉછાળે મૂકો મૂકો ૩
લાડકવાયો હોએ બાળક
માતપિતા અંગ પંપાળે મૂકો મૂકો. ૪
તે બાળક ઘેર રોઇ રોઈને
માતા પિતાનો જીવ બાળે મૂકો મૂકો. ૫
તે બાળક કુ સોબત સાથે
ખેલે ખેલે ખેલ જુગારે. મૂકો મૂકો. ૬
બગડીને બાળક લાડકડો
મા બાપનું નામ ડુબાડે મૂકો મૂકો. ૭
માટે ભાઈ શાણુ કરીને
લાડ કરશો નહીં કોઇ કાળે મૂકો મૂકો. ૮
નિશાળે તેને મોકલાવો
વિનતી કીધી મણીલાલે. મૂકો મૂકો. ૯

---

## જુગાર વિષે

રાગ

### ભોરી હો થઇ તું ઘેલી હયેલી.

ભાઈઓ નહી થાઓ જુગારી. ટેક.

જુગાર સાથે જે જન લાગ્યો
ભાગ્યો ભવિષ્ય ઉદય તેનો ભારી
ભાઈઓ નહીં થાઓ જુગારી
ચોરી તે ચંડાળને સૂઝે
ધ્રુજે નહીં કુકરમથી લગારી
ભાઈઓ નહીં થાઓ જુગારી ૨
જુઠું પણ તે માણસ મોડે
કોડે કોડે બોલે વાર હજારી
ભાઈઓ નહીં થાઓ જુગારી ૩
માત પિતાને તે પુત્ર પ્યારો
સારો લાગે કહો કેમ કોઈ દહાડી
ભાઈઓ નહીં થાઓ જુગારી ૪
કેપ કરીને તે નર ભમશે
દમશે દમશે તે ગરીબડાં પ્રાણી
ભાઈઓ નહીં થાઓ જુગારી ૫
કહો કેમ ઈશ્વર પરસન થાએ
જાએ ભવો ભવનાં પુન્ય ભારી
ભાઈઓ નહીં થાઓ જુગારી ૬
જે ચીજ જોઈએ તે કોણ આપે
છાપે છાપ છાપની જુગારી
ભાઈઓ નહીં થાઓ જુગારી ૭
આપણને આ ઈષ્ટ કૃપાથી
સાથી પિતા માતની બુધ સારી
ભાઈઓ નહીં થાઓ જુગારી. ૮
તેથી સુબુદ્ધિને સુવિદ્યા

મણીલાલ કહે લીધી લાભકારી
ભાઇઓ નહીં થાઓ જુગારી. ૯

---

# અહંકાર વિષે

## રાગ: સાખોનો.

ભાઇ નમ્રપણામાં સુખરે
અહંકાર ન કરીએ
ટાળવાં હોય તનનાં દુઃખરે
અહંકાર ન કરીએ ટેક.
જન્મ્યા જયારે જગતમાં
લાવ્યા'તા શું સાથ
જાશું ત્યારે લઇ જશું
મુઠીઓ વાળી બેઉ હાંથરે
અહંકાર ન કરીએ. ભાઇ ૧
દુર્યોધન કૌરવ કુળે
મહા બહાદુર રાય
છત્યા પાંડવ પુત્રને
તેથી મનમાં ખુબ ફૂલાય રે
અહંકાર ન કરીએ ભાઇ ૨
તેના પણ બાણાસુરી
અર્જુને કર્યો વધ
હનુમંત ખોડો થયો

સેન્જો દાખલો સાહેબ સહ્ય રે
અહંકાર ન કરીએ ભાઈ ૩
લંકાપતિ રાવણ હતો
મહા બળે ઝુઝાર
રામે રોળ્યો રણવિષે
ઘેર લાવ્યા સીતાજી નાર રે
અહંકાર ન કરીએ ભાઈ ૪
દશ શીશ વાનર લઈ
ઉછાળે આકાશ
વિભીષણને રાજ દઈ
રામ આવ્યા પોતાને આવાશ રે
અહંકાર ન કરીએ ભાઈ ૫
રત્નાગર લેહેરે ચડયો
અમૃત સમ હતું નીર
વિષ સમાન વારી થયું
જેથી કોય ન જાય તે તીર રે
અહંકાર ન કરીએ ભાઈ ૬
એ વિના અહંકારનાં
દ્રષ્ટાંતો છે અપાર
બળીઆ તે રોળાઈ ગયા.
કહો આપણો શું આધાર રે
અહંકાર ન કરીએ. ભાઈ ૭
માટે ભાઈઓ એક ચીતે
સુણીને કરો ખ્યાલ
ગરવ છાંડો નહી કદી

માટે નવ કરો કહે મણીલાલ રે
અહંકાર ન કરીએ. ભાઈ ૮

---

# કેફ વિષે

## રાગ

## દારૂડીનો.

બાળક વૃદ્ધ જુવાં રે કદી ન કેફ કીજીએ
ન કેફ કીજીએ ન કેફ કીજીએ. બાળક. ૧
કેફ કરી નર ભમશો તેની
આબરૂ ઓછી થાય
પાછળ હાંસી સઉ કરે અને
ફેરી છાપ છપાય બાળક ૨
ઘરના પૈસા ખરાબ કરવા
શરીર થાએ ખ્વાર
પ્રીત ન કરશે કોય તેની
ચડવા ન દે ઘર બાર બાળક ૩
ઘરનાં બાળક ઘરની નારી
કોય ન કરશે પ્રીત
ફીટ ફીટ ફીટકાર કરે સઉ
માનજો વાત ખચીત બાળક ૪
નાત જાતમાં નાક કપાશે
થાશે પછી વિચાર
માટે ભાઈ વાયરે ન જાઓ

કેફ તણે લગાર બાળક ૫
એક બે વખત સેવશો તેને
એટલે કરશે ઘર
તાબેદાર થશો પછી તેના
સમજો નર ભ્રમર બાળક ૬
પડી તે ટેવ ટાળી નવ ટળશે
કરશે નિર્બળ અંગ
આગળથી આ વાત વિચારી
ન જાઓ કેફી સંગ બાળક ૭
ચેતો ચેતો ચિતમાં ભાઈ
ગાઈ કહે મણીલાલ
કેફ દેખીને દૂર ખસશો
ત્યારે થશો ન્યાલ બાળક ૮

---

# ઉપકાર કરવા વિષે.

## રાગ કેરબો.

ઉપકારી જનો ઉપકારી જનો કરી ઉપકાર ઉપકારી મનો
આ અવનીમાં કેળવણીતો વાધીછે ભરપૂર
લો લેવરાવો બાળક પાસે વાધે જેથી નૂર ઉપ. ૧
ગરીબ માયને બાપનાં સારાં જે જે હોયે બાળ
શી શી વિદ્યા તે શીખડાવે પોતે છે કંગાલ ઉપ. ૨
ખાવાનું તે ખોળે ખૂણે ખૂણે દેશોદેશ
ભૂખે ભટકે જંગલ જંગલ વિદ્યા નહીં લવલેશ. ઉપ. ૩

પેટ ભરાવા પગલે પગલે પાપ કરેછે પુષ્ટ
ધર્મ મર્મ કાંઇ જાણે નહીં દુરાચરણી દુષ્ટ. ઉપ. ૪
માટે હે ધનવાળા ભાઇઓ કીધી ઇષ્ટે મેહેર
આપ્યો સારો પૈસો તમને છે બહુ લીલા લેહેર ઉપ. ૫
ખરચો ખાસી રીતે પ્રીતે પ્રીતેથી નિરધાર
સુધરાવો તે બાળક સરવે મંડાવી નિશાળ. ઉપ. ૬
સારી સારી સુબુદ્ધિને શાસ્ત્ર તણો ઉપદેશ
દેવરાવી તે દુષ્ટ જનોને કાઢો ભુંડો વેશ ઉપ. ૭
તેથી ઇશ્વર તમ શીર થાશે ખુબ ખબ પરસન
સુધરી સરવે બાળક સાથે આશીસ દે દંનદંન ઉપ. ૮
અરજ અષ્ટય આ મનમાં ધરશો કરશો મંન વિચાર
આયુષ્ય વધશે કુટુંબનું ને થાશે જયજયકાર ઉપ. ૯
સુબોધમ તે બાળક સરવે કરશે જયમ જયમ જયમ
મણીલાલ કહે જશનો ડંકો વાગે ડમ ડમ ડમ ઉપ. ૧૦

---

## બાળકને શીખામણ

### રાગ

### આવજો આવજો આવજોરે કાલ વેહેલા નિશાળે આવજો.

ચાલજો ચાલજો ચાલજોરે કાલ વેહેલા નિશાળે ચાલજો. ટેક
પાટી કલમ ખડીઓ હાથે બેઉ
ઝાલજો ઝાલજો ઝાલજો રે કાલ ૧

સુબુદ્ધિ શીખી તિમીર સરવે
ટાળજો ટાળજો ટાળજો રે — કાલ ૨
શિક્ષક શીખવે મન ખૂબ તેમાં
ઘાલજો ઘાલજો ઘાલજો રે — કાલ ૩
મેહેતાજી જે વચન કહે તે
પાળજો પાળજો પાળજો રે — કાલ ૪
સુવિદ્યા ગ્રહી કુ વિદ્યાને
ખાળજો ખાળજો ખાળજો રે — કાલ ૫
ચીત્ત દઈ હુનર એક નજરથી
ભાળજો ભાળજો ભાળજોરે — કાલ ૬
કુલક્ષણ જે હોય તે પાછાં
વાળજો વાળજો વાળજો રે — કાલ ૭
મણીલાલ કહે સુખ સંપદમાં
મહાલ મહાલજો મહાલજો રે — કાલ ૮

---

## સભાસદ
### ધનવાનને વિનંતી. રાગ હોરી.

સાંભળોજી આ અરજ હમારી
અરજ હમારી અરજ હમારી — સાંભળોજી. ટેક
પાવન કીધું મૂકામ આ સરવે
આપ સાહેબો પધારી
દરસન દુરલભ આમ સેવકને
આજ થયાં લાભકારી

થયા અમે આપ આભારી. સાંભળોજી ૧
ધન વાળાઓ ધર્મ તમારો
પરનાં કષ્ટ નિવારી
નોધારાને આધારજ આપો
રોગી કરો સુખકારી
વધે લાજ લોકમાં ભારી સાંભળોજી ૨
ઔષધ આપી રોગી કષ્ટ કાપી
સ્થાપી વૈદકશાળ સારી
જળ વિનાનાં ઠામ જે હોએ
જગા બંધાવો ત્યાં પ્યારી
દે આસીસ તરસ મટાડી સાંભળોજી ૩
ઊઘાડાને વસ્ત્ર પેહેરાવો
રોટલી નાખો ભીખારી
ધર્મ ધીર ધર ધર્મશાળાઓ
બંધાવો ખુબ વીશાળી
રહે દુઃખીઆં નર નારી. સાંભળો ૪
શાસ્ત્ર પુરાણ કુરાન કીતાબો
બાઈબલ વાંચો વીચારી
સૌથી સારૂં પુન્ય લખેછે.
વિદ્યા દાનજ ભારી
દઈ લોક કરજો કરારી સાંભળો ૫
આખી ઉમર થએ ગુણ ન ભૂલે

વિદ્યાદાન આભારી
આશીશ આપે પગલે પગલે
મુખે બોલે જયકારી
કરો કામ મનથી એ ધારી.
ઝટ ઝટ જલદી કમર ખુબ બાંધી
સાંધી લક્ષ્મી બાણ મારી
વિદ્યાલય વિશેષ વધારો
કૃપા કરીને સારી
કહે મણીલાલ પોકારી



બેટ મુંબાઇની ધી ડુંગરી બજાર વિદ્યા પ્રકાશોત્તેજક ર-જીષ્ટર થએલી સ્કુલના વિદ્યાર્થીઓએ, વાર્ષિક પરિક્ષાના ઈ-નામ વખતે, પધારેલા સદગૃહસ્થો આગળ, આ લઘુ પુસ્તક માં-હેલી સઘળી કવિતાઓ બોલી, ઈનામ લઈ ઘેર જવાને ર-જા માગી.

## રાગ કલ્યાણ

સરવે—સાહેબો નેક નામ સલામ સલામ સલામ
રજા લઇ હવે અમે જઈએછે નિજ મુકામ ટેક
પેહેલો—આપ પધારી અમ સેવક ઉપર કીધો આભાર
બીજો—આશા છે કે આવી રીતે કરશો નીત્ય ઉપકાર સાહેબો. ૧
ત્રીજો—ધન્ય ઘડી ધન્ય આજનો દિવસ નશીબ અમારાં ધન્ય

ચોથો—સભાસદ સાહેબ સરવેનાં કીધાં શુભ દરસન. સાહેબો. ૨
પાંચમો—ડેપ્યુટી સાહેબ પધાર્યા વિશેષ આણી વહાલ
છઠા—આપી ઉત્તેજન ઉલટથી કીધા અમને ન્યાલ. સાહેબો. ૩
સાતમો—સારે પાએ લાવવા માટે આ નાની નિશાળ
બનાવનાર— દીન દીન મીઠી દ્રષ્ટે દેખો દાસ કહે મણીલાલ સા૦ ૪

---

## સદર સ્કૂલના માલિક દયારામે સભાસદોનો ઉપકાર માન્યો.

**વામછંદ.**

કીધી મેહેર, સારી પેર;
તસ્દી લઈ, પધાર્યા સહી. ૧
સીર ઉપકાર, અપરંપાર;
કીયો આજ, સુધર્યાં કાજ. ૨
આ આભાર, સેવક સાર;
ભૂલશે નહીં, માનો સહી. ૩
મન વિચાર, કરશો સાર;
આ નિશાળ, નાની બાળ. ૪
તોપણ ધન, સાહેબ મંન;
ઉત્તેજંન, અરપીતંન. ૫
વાધ્યું નામ, ઠામોઠામ;
સુધર્યાં કામ, દયારામ. ૬

કરે સલામ, પુરોહામ;
આ રીત, આણીપ્રીત. ૭
ધારી દાસ, પૂરો આસ;
સેવક હાથ, જોડી સાથ. ૮
મનથી ખ્યાલ, આણી વહાલ;
કરશો ન્યાલ, મણીલાલ. ૯

